શ્રી સ્વામીનારાયણો વિજયતેતરામ્,

# શ્રી ધ્યાનમુદ્રિકા દર્પણ.

શ્રી ધર્મધુરંધર આચાર્ય મહારાજ શ્રી

વાસુદેવપ્રસાદજી પુરૂષોત્તમપ્રસાદજી

મહારાજશ્રીની આજ્ઞાથી



છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઠક્કર હરિભાઈ પ્રાગજીભાઈ.

મુ. કરાંચી.

આ સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં ... મુળચંદભાઈ ...કમલાલે

છાપી. કાળું-પાનકોર નાકા—અમદાવાદ.

પ્રત ૧૦૦૦ સંવત ૧૯૮૦

કિંમત રૂ. ૦-૨-૦

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૬ | ટેકાણે | ઠેકાણે |
| ૧૧ | ૧૪ | સુકત | મુક્ત |
| ૧૨ | ૧૮ | એને | અને |
| ૧૩ | ૭ | નારાશણુ | નારાયણુ |
| ૧૪ | ૯ | ખરડે | ખરડો |
| ૨૫ | ૮ | ગાપા | પાપ |
| ૨૬ | ૨ | આપણુા | આપણું |
| ૨૯ | ૧૨ | સમાગર | સમાગમ |
| ૨૯ | ૧૩ | ચોરાશી | ચોરાશીમાં |
| ૩૧ | ૭ | પુરૂવાળા | પુરૂષવાળા |
| ૩૭ | ૧૭ | ગણુપતામ | ગણુપતરામ |
| ૪૮ | ૨ | ઉત્પાત | ઉત્તપત્તિ |
| ૫૦ | ૧૧ | મહાના | મહીના |
| ૫૦ | ૧૪ | સંકેલા | સંકેલી |



# શ્રી સહજાનંદ સ્વામી.



પ્રકાશક:—ચુનીલાલ તુલસીદાસ મુંબઈ,

ઇન્ડીયન આર્ટ પ્રેસ, રામવાડી પોષ્ટ, મુંબઇ.

શ્રી સ્વામિનારાયણો વિજયતે તરામ

# શ્રી ધ્યાનમુદ્રિકા દર્પણ.

શ્રી ધર્મધુરંધર આચાર્ય માહારાજ શ્રી વાસુદેવ પ્રસાદજી પુરૂષોત્તમ પ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર:

ઠક્કર હરીભાઇ પ્રાગજીભાઇ.

મુ. કરાંચી

પ્રત ૧૦૦૦ સં. ૧૯૮૭

કિંમત રૂા. ૦-૨-૦.

# સમર્પણ

પરમ એકાંતિક ધ્યાનનિષ્ઠ પરમ વિવેકી સદ્‌ગુરૂ સ્વામિ ઈશ્વર ચરણદાસજી **વડનગર.**

આ રંક હૃદય **ભૂમીમાં** ધર્મ ભક્તિનું બીજ વાવી ઉપદેશામૃતનું અલૌકીક જલ સીંચી એ વૃક્ષને વિકાશવાની મુખ્ય કૃપા આપેજ કરી છે. આપ મારા દીન શરીરના ઉપદેષ્ટા ધર્મ ગુરૂ છો, અને ધર્મદાતાનો મહીમા તો વેદ-શાસ્ત્રે જન્મદાતાથી પણ અધીક ગણ્યો છે.

વળી આપશ્રીને અક્ષરધામાધિરાજ શ્રીજીમહારાજના નિત્ય સહવાસી અને પટ શિષ્ય કોટીના સદ્‌ગુરૂ મહાનુભાવાનંદ સ્વામિના મુખ્ય શિષ્ય સદ્‌ગત્ સદ્‌ગુરૂ શ્રીરંગદાસજી જેવા સમર્થ જ્ઞાની **ચારિત્રશાળી** ગુરૂજીના **બોધ પ્રભાવે** જે વિનીત શીલ સહુનતા આદર્શ ચારિત્ર અને ઉજ્જવલ સાધુતા તેમજ દીવ્ય સદ્‌વિદ્યાની પ્રાપ્તી થયેલી છે. એથી આપ વિશાળ સતસંગી–સમુદાયના ઘણાજ સન્માન અને આદરને પ્રાપ્ત બની રહ્યા છો. આવા અનેક ગુણ ગણ વિભુષિત પરમ દયાળુ પૂજ્ય સદ્‌ગુરૂને ચરણે આપની પોતાનીજ સમર્પેલી પ્રેરણાના ફળરૂપ આ ધ્યાનમુદ્રિકા દર્પણ નામનું લઘુ પુસ્તક સવિનય ઉત્સર્ગ કરીને હું કૃતાર્થ થાઉં છું. આપ સદ્‌ગુરૂના ચરણ કમળ રજ રેણુના. વિહારી દાસાનુદાસ દીન કીંકર કચરાભાઈ ગોરધનદાસના જયસ્વામીનારાયણ આપની સેવામાં સ્વીકાર કરશોજી.

## શ્રી સ્વામિ નારાયણાય નમોનમઃ

આ માનસી પૂજા કરવાનો ખરડો છે. તેને હમેશાં વાંચે તથા સાંભળે તેના ઉપર શ્રીજીમહારાજ બહુ રાજી થશે અને જે કથા કરશે ને જે સાંભળશે તેના ઉપર શ્રીજીમહારાજની પ્રીતિ થશે. માટે હમેશાં આ ખરડો માનસી પૂજા કરવાનો છે. અને જે માનસી પૂજા કરશે તેને અક્ષર ધામમાં શ્રીજીમહારાજ તેડી જશે. અને જમપુરીમાં નહિ જાય. અને ચોરાશીમાં નહિ જાય. અંતે શ્રીજી મહારાજ તેડવા આવશે અને અક્ષર ધામમાં લઇ જશે, આ ખરડો સંવત ૧૯૮૬ની સાલમાં લખાવ્યો છે

શ્રી સહજાનંદાય નમો નમઃ

# શ્રીધ્યાનમુદ્રિકા દર્પણ.

શ્રી નીલકંઠાય નમો નમઃ

શ્રી જંબુદ્વીપ લાખ જોજનનો છે અને લાખ જોજનનો લાંબો અને પહોળો છે. અને મેરૂ પર્વત પૃથ્વીથી લાખ જોજન ઉંચો છે. અને તેના ઉપર બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ આદીક દેવતાઓનાં ધામ છે. અને જંબુદ્વિપના નવખંડ છે અને તે દસ દસ હજાર હજાર જોજન લાંબા પહોળા છે. અને મર્યાદાના ડુંગરો બબ્બે હજાર જોજન ઉંચા અને લાંબા પહોળા છે. આવા આવા નવ ડુંગરો છે. તેની વચમાં કૈલાસ પુર છે. અને મેરૂ પર્વતથી દક્ષણાદો ભરતખંડ છે. અને કૈલાસપુર દસહજાર જોજન લાંબો પહોળો છે. અને ભરતખંડ દસ હજાર જોજન લાંબો પહોળો છે. અને ત્યાં બે ડુંગરોના ખુણામાં બદ્રીકાશ્રમ છે. તે નરનારાયણ ભગવાનને રહેવાનું ધામ છે. અને તે હજાર જોજન લાંબુ પહોળું છે અને તેની એક બાજુ પર પથરા નદી છે. તે ચાલીસ ગાઉ પહોળી છે. અને તે બે ડુંગરોને અડીને રહી છે. અને બદ્રીકાશ્રમ અહીંથી નવહજાર જોજન દુર છે એટલે છત્રીસ હજાર

ગાઉ દૂર થયું. બદ્રીકાશ્રમમાં શ્રીનરનારાયણ ભગવાનને મહેલ રૂપી ગુફા છે. અને તે મહેલ રૂપી ગુફા આગળ એક મોટો સભામંડપ છે અને તે એક ગાઉ લાંબો પહોળો છે. અને તે મુકતોને બેસવા માટે છે. અને ત્યાં શ્રીનરનારાયણ દેવને બેસવાનું સિંહાસન છે. ત્યાં સભા મંડપમાં દર્શન દેવા માટે બે વખત શ્રીનરનારાયણ દેવ પધારે છે.

અહીંથી પાંચમો ક્ષીર સમુદ્ર છે તેને કાંઠે શ્વેતદ્વીપ છે તે બે હજાર જોજન લાંબો પહોળો છે. તેમાં નિરન્નમુકતો રહ્યા છે. તેમને દર્શન દેવા સારૂ શ્રીવાસુદેવ ભગવાન પાંચ વખત પધારે છે. અને જ્ઞાન વારતાઓ કરે છે. અને તેમને રહેવાનું સત્ય લોકમાં ધામ છે અને તેનું ગૌલોક એવું નામ છે. અને ધર્મદેવને રહેવાનું વિષ્ણુપુર ધામ છે. ત્યાં પ્રદ્યુમ્ન ભગવાનનું પણ ધામ છે. તેમ જ અનીરૂધ્ધ ભગવાનનું પણ ધામ છે. અને શંકર્ષણ ભગવાનનું પણ ધામ છે. તે દરેકને પાંચ પાંચ હજાર ગાઉ લાંબાં પહોળાં રહેવાનાં ધામ છે. જે જે મોટી પદવીને પામે છે તે તે ત્યાં ધામ બાંધીને રહે છે ત્યાં સરવેને બાગ બગીચાઓ પણ છે આવી રીતે તે બ્રહ્માંડની સ્થિતિ છે. અને તે બ્રહ્માંડની ઉપર પ્રધાન પુરૂષને રહે-

વાનું ધામ છે. તે લાખ જોજન લાંબું પહોળું છે. તે ધામને મહાવૈકુંઠ કહે છે. તે ધામમાં શ્રીરામચંદ્રજી ભગવાન રહ્યા છે. એવાં એવાં અનેક બ્રહ્માંડ છે. તેના ઉપર પ્રધાન પુરૂષનાં ધામ છે. અને તેમનાં મહાવૈકુંઠ એવાં નામ છે. અને ચિદાકાશ મધ્યે ગૌલોક ધામ છે. તે ધામ શ્રીકૃષ્ણ ભગવાનને રહેવાનું ધામ છે. તે ચારે કોરે કરોડ જોજન લાંબુ પહોળું છે તે ધામને સોળ કીલ્લા અને ચોસઠ દરવાજા છે અને ગૌલોક ધામ પાંચ લાખ જોજન લાંબુ પહોળુ છે અને સાત માળ છે અને ચોકી કરવા ત્યાં ગૌલોકના બધા મુકતો રહેલા છે. તે ગૌલોકના મુક્તો છે આની વચ્ચમાં શ્રીકૃષ્ણ ભગવાનને રહેવાનો મોટો મહોલ છે. ત્યાં સભા મંડપ છે અને મુક્તોને બે વખત શ્રીકૃષ્ણ ભગવાન દર્શન દેવા પધારે છે. અને જ્ઞાન વારતાઓ કરે છે. અને પાછા પોતાના મહોલમાં પધારે છે. ત્યાં ગોપ ગોવાળો તેમની સેવા કર્યા કરે છે. તે ધામ રાજ્યને ઠેકાણે છે. ચિદાકાશમાં ચારે કોરે ફરતાં મુક્તોનાં ધામ છે. જેમ પૃથ્વી ઉપર ગામડાં છે. તેમ મુકતોને રહેવાનાં ચારે કોરે ચિદાકાશમાં ધામ રહ્યાં છે ત્યાં સૌ સૌના ઘર આગળ બાગ બગીચાઓમાં નાંખાં નાંખાં કલ્પવૃક્ષ છે. તે કલ્પવૃક્ષની નીચે બેસીને અનંત મુક્તો

ખાનપાન કરે છે. અને ત્યાં તેઓ જે સંકલ્પો કરે છે. તે ઉત્પન્ન થાય છે. ત્યાં વસ્ત્ર ઘરેણાં હીંચોળા ખાટા ઢોલીઆ વિગેરે ઘણી સામગ્રીઓ છે. જ્યારે ગૌલોકના દર્શન કરવા જવું હોય ત્યારે રથ પાલખી મેના વિમાન વિગેરે પ્રાપ્ત થાય છે. અને તેમાં બેસીને ગૌલોકનાં દર્શન કરવા જાય છે. ત્યાં મુકતોનાં દર્શન કરવા જાય છે. અને દર્શન કરીને પોત પોતાના ધામમાં રહે છે. આવી રીતે ગૌ લોકની રચના છે.



શ્રી સ્વામીનારાયણો વિજય તે તરામ્

શ્રી અક્ષર ધામનું વર્ણન.

શ્રી અક્ષર ધામ અધોર્ધ્વ પ્રમાણે રહીત છે. અને તે અક્ષર ધામની મધ્યે શ્રી સ્વામીનારાયણ પુરુષોત્તમ ભગવાનને રહેવાનું ધામ છે. ત્યાં રહેવાને માટે બ્રહ્મરૂપ મહોલ છે. અને તે પચીસ લાખ જોજન લાંબો પહોળો છે. તે મહોલ બાર માળનો છે. તે મહોલ સૂર્યનારાયણના મંડળના ઠેકાણે છે. તેમાં સદાય શ્રી સ્વામીનારાયણ ભગવાન રહે છે. અને તે મહોલ આગળ સભા મંડપ છે. તે લાખ જોજન લાંબો પહોળો છે. તેની મધે બેસવાને

માટે એક દિવ્યસિંહાસન રહેલું છે. તેના ઉપર શ્રી સ્વામીનારાયણ ભગવાન બિરાજે છે. તે સિંહાસનની ચારે કોરે અનાદિ મુક્ત, મહામુક્ત, એકાંતિક મુક્ત, પરમ એકાંતિક મુક્ત, બેસે છે. શ્રી સ્વામીનારાયણ ભગવાન પોતાના મહેલમાંથી દર્શન દેવા. બે વખત સવાર સાંજ સભામાં પધારે છે. અને સારામાં સારી જ્ઞાન વારતાઓ કરે છે અને ત્યાં ભગવાન પોઢે ત્યારે રાત્રી અને ભગવાન જાગે ત્યારે દિવસ કલ્પાય છે. એવી રીતે રાત્રીદિવસની વ્યવસ્થા છે. ત્યાં જ્ઞાન વારતાઓ કરીને પાછા પોતાના મહેલમાં પધારે છે. ત્યાં હજુરી સેવકો સેવા કરે છે. ત્યાં ખાન એટલે ખાવાનું, પાન એટલે પાણી પીવાનું અને પોતાના મહેલમાં ઢોલીઆ ઉપર બેસે છે ને પોઢે છે. અને ત્યાં દિવ્ય હીંચોળા-ખાટો રહી છે. તેમાં તે બેસે છે અને પોતાના ભક્ત હીંચોળે છે, અને ત્યાં પોતાના સેવકો દિવ્ય ફળો ફુલો વડે સેવા કરી જમાડે છે. અને વસ્ત્ર ઘરેણાં વિગેરેથી સેવા કરે છે. તથા ચંદન તથા પુષ્પના હારોથી પણ પૂજા કરે છે, અને તે અક્ષર ધામ બધુ કલ્પવૃક્ષ સમાન છે અને જે જે સંકલ્પ કરે છે તે તે પેદા થાય છે. અને જ્યારે પોતાને અક્ષર ધામમાં મુકતોને દર્શન દેવા પધારે

છે અને સર્વે મુકતોને આવી રીતે સુખ આપે છે અને પછી પાછા પોતાના મહોલ પધારે છે અને સદાય તે પોતાના મહોલમાં રહે છે. અને તે સેવાને શ્રી સ્વામીનારાયણ ભગવાન અંગીકાર કરે છે. અને અલભ્ય આનંદ આપે છે અને પોતના હજુરી મુક્ત સેવકોને રહેવા માટે ચારે કોર ધામ રહ્યાં છે. અને કોઇ મુક્તનાં ધામ પાંચ હજાર જોજન લાંબા પહોળાં છે. અને કોઇ મુક્તનાં ધામ દશ હજાર જોજન લાંબા પહોળાં છે અને કોઇ મુક્તનાં ધામ પંદર હજાર જોજન લાંબા પહોળાં છે અને કોઇ મુક્તનાં ધામ વીશ હજાર જોજન લાંબાપહોળાં છે અને કોઇ મુકતોનાં ધામ પચીસ હજાર જોજન લાંબા પહોળાં છે. અને વધારે મુક્ત રહેતા હોય તેનાં ધામ મોટાં અને થોડા મુક્ત રહેતા હોય તેનાં નાનાં ધામ હોય છે. આવી રીતે અપાર મુક્તનાં ધામ છે. અને સૌ સૌનાં ધામમાં ઢોલીઆ હીંચોળાખાટો બેસવા અને સુવા માટે હોય છે અને ત્યાં દરેકના મહોલના આગળ બાગબગીચાઓ પણ હોય છે. અને તે અનેક પ્રકારના ઉપચારે યુક્ત છે. અને ત્યાં અનેક પ્રકારના પદાર્થો છે. તેને મુકતો ભોગવે છે. તે વડે ભગવાનની સેવા પણ કરે છે. શ્રી સ્વામીનારાયણની સેવા કરી અલભ્ય આ-

નંદને પામે છે. શ્રી પુરણ પુરૂષોત્તમ સ્વામીનારાયણની મૂર્તિમાં તેજ અપાર છે. તેથી કરીને અક્ષરના મુક્ત દૂર રહે છે. અને પોતાના હજુરી મુક્તસેવકો સહન કરી સેવા કરે છે, અને આનંદ પામે છે. અને અક્ષરની સભાવાળા મુકતોમાં કોઇ લાખ જોજન દૂર રહે છે. અને કોઇ કરોડ જોજન છેટે રહે છે; કોઇ પચીસ કરોડ જોજન છેટે રહે છે અને કોઇ પચાસ કરોડ જોજન છેટે રહે છે. અને કોઇ સો કરોડ જોજન છેટે રહે છે. આવી રીતે અનેક મુકતો અક્ષર ધામમાં ધામ બાંધી બાંધીને રહ્યા છે અને કોઇ મુક્તનાં ધામ પાંચ ગાઉ લાંબા પ-હોળાં છે. અને કોઇ મુક્તનાં ધામ દસ ગાઉ લાંબા પહોળાં છે અને કોઇ મુકતોનાં ધામ પંદર ગાઉ લાંબા પહોળાં છે. અને કોઇ મુકતોનાં ધામ વીસ ગાઉ લાંબા પહોળાં છે. અને કોઇ મુક્તનાં ધામ પચીસ ગાઉ લાંબા પહોળાં છે. અને તે મુકતો પોતપોતાના મંદીરમાં દિવ્ય સિંહાસન કરીને શ્રી સ્વામીનારાયણની મૂર્તિને પધરાવે છે. અને ત્યાં પાંચ વખત થાળ કરીને જમાડે છે. અને પાંચ વખત સેવા કરે છે. અને તે પ્રસાદી સેવક પોતે જમે છે. અને તે અક્ષર ધામ બધુ કલ્પવૃક્ષ માફક છે. અને ત્યાં મુકતો જે જે સંકલ્પો કરે છે તેને તે પ્રમાણે

સર્વ પદાર્થ પ્રાપ્ત થાય છે. અને ને સર્વે મુક્તો ભોગવે છે. અને ખાન એટલે ખાવાનું, અને પાન એટલે પાણી પીવાનું અને પોત પોતાના ઢોલીઆ ઉપર સુવાનું તે સુવે છે. અને પોતાના હીંચવાની હીંચોળાખાટો ઉપર બેસીને હીંચે છે. અને પોતપોતાના મહેલ આગળ બાગબગીચાઓ બનાવે છે. અને તેમાં પુષ્પો અને ફળો થાય છે. તે ફળો વડે તથા હાર તે સ્વામીનારાયણને પહેરાવે છે. અને ચંદન તથા પુષ્પોના હાર ગુંથી ગુંથીને શ્રી સ્વામીનારાયણને પહેરાવે છે. અને સેવા કરે છે. અને રાત દિવસ સેવા કર્યા કરે છે. અને અનેક પ્રકારનાં ભોજન જમાડે છે. અને પોતે પ્રસાદી જમે છે. અને પુરૂષોત્તમ નારાયણનાં દર્શન કરવા જવું હોય તે અક્ષર ધામમાં રથ તથા પાલખી, મેના, વિમાન વિગેરેમાં બેસી બેસીને દર્શન કરવા જાય છે, ભગવાનનાં દર્શન કરીને પાછા પોતાના ધામમાં આવે છે. અને અક્ષર ધામમાં મુકતોનાં દર્શન કરવા જવું હોય ત્યારે રથ, પાલખી, મેના; તથા વિમાનમાં બેસી બેસીને સર્વે મુકતોનાં દર્શન કરી આવે છે. એને પોતપોતાના ધામમાં પાછા પધારે છે. અને તે સદાય પોતાના ધામમાં રહે છે. આવી રીતે સદાય સુખ લે છે. અને તે અનંત

સુખ ભોગવે છે. આવી રીતે અક્ષર ધામમાં જે જે મુક્તો રહ્યા છે. તે ભોગવે છે ને આનંદ પામે છે, અને શ્રી સદ્‌ગુરૂ સ્વામી મહાનુભાવનંદ સ્વામીના શિષ્ય શ્રી રંગદાસજી તેમના શિષ્ય સ્વામી ઇશ્વર ચરણદાસજી અને તેમના શિષ્ય નિર્મળદાસજી છે અને શ્રી સ્વામીનારાયણ પુરૂષોત્તમ ભગવાને કહ્યું છે તે પ્રમાણે લખ્યું છે. અને શ્રી સ્વામીનારાશણની મરજી પ્રમાણે લખ્યું છે. અને શ્રીસ્વામીનારાયણે કહ્યું છે કે "મારી મરજી વિના રે કોઇથી, તરણું નવ તોડાય." અને શ્રી સ્વામીનારાયણનો સંકલ્પ હતો તે પ્રમાણે લખ્યું છે. અને શ્રી સ્વામીનારાયણની મર્તિમાં તેજ અપાર છે. તથા પોતાની સભામાં તથા અક્ષર મુક્તની સભામાં સર્વ ઠેકાણે વ્યાપીને રહ્યુ છે, અને ગૌલોક ને અક્ષર ધામ વચ્ચે મહાશુન્ય છે. અને તમ રૂપ છે. ત્યાં ગૌલોકના મુક્તને જવું હોય તો તે મહાશુન્ય રોકી રાખે છે. તેથી કોઇથી જવાય નહિ. અને જો સ્વામીનારાયણ પુરણ પુરૂષોત્તમ ભગવાનની મુર્તિ હોય તો તેમના ભેગું જવાય. તથા સ્વામીનારાયણ પુરણ પુરૂષોત્તમના મુક્ત હોય તો તેમની સંગાથે જવાય. અને બ્રહ્માંડ ને ગૌલોક વચ્ચે સામ્યાવસ્થારૂપી શુન્ય છે. અને આઠ આવરણ રહ્યાં છે.

પૃથ્વી-જળ-તેજ--વાયુ-આકાશ-અહંકાર-મહતત્વ-પ્રકૃતિ એ આદિ આઠ આવરણો છે, અને પૃથ્વીના મનુષ્ય, તથા રાજા અને દેવલોકના દેવતા તથા પિતૃલોક જનલોક, તપલોક, સત્યલોક, એ આદિ સર્વેને ગૌલોકમાં જવું હોય તો ન જવાય. ગૌલોકવાસી શ્રીકૃષ્ણ તથા ગૌલોકના મુક્ત તેમની સંગાથે જવાય બીજા કોઇથી ન જવાય.

શ્રી સ્વામિનારાયણો વિજયતે તરામ્

મહાપ્રલયનો ખરડો

ભરતખંડમાં બદ્રીકાશ્રમ છે. જેમ પૃથ્વી ઉપર નિશાળો હોય છે. તેમ બદ્રીકાશ્રમ તથા શ્વેતદ્વીપ અને સાતદ્વીપના મુમુક્ષુજીવ તે બદ્રીકાશ્રમમાં તપ કરવા આવે છે. તથા ભગવાનની ભક્તિ કરવા આવે છે. જ્ઞાન શીખવા આવેછે. તથા ભગવાનની ઉપાસના કરવા આવે છે. એવી રીતે ભગવાનને પામવા વાસ્તે ભક્તિ કરે છે, અને સ્થૂલ સૂક્ષ્મની વાસના ટાળે છે. અને તપ કરે છે. અને વાસના ટાળતાં રાગ રહી જાય, તથા વાસના રહી જાય તો પૃથ્વી ઉપર અવતાર લે છે એમ કહે કે હું રાજા થાઉં તથા શેઠ થાઉં તથા મોટા મોટા યજ્ઞ કરૂં તથા બ્રાહ્મણ જમાડું તથા સાધુ જમાડું તથા અગ્નિ હોમ

કરીને દેવતાઓને રાજી કરૂં તથા દાન કરૂં તથા પુણ્ય કરૂં, એવી રીતે વાસના રહી જાય તો નરનારાયણ ભગવાન પાસે રજા લઇને ભરતખંડમાં અવતાર લે છે. અને સ્થૂલ-સૂક્ષ્મની વાસના ટાળીને સિદ્ધ થયા હોય તે નરનારાયંણ ભગવાનની રજા લઇને શ્વેતદ્વીપમાં જઇને તપ કરે અને કારણ દેહની વાસના ટાળે છે. અને વાસના ટાળતા કંઇ વાસના રહી જાય તો પૃથ્વી ઉપર ફેર અવતાર લે છે. અને કહે છે કે અગ્નિ રૂપ જઠરાગ્ની થાઉં તો સરવેનું અન્ન પચાવું તથા વાયુ-રૂપ થાઉં તો સરવે ને સુખાળા કરૂં તથા જળ રૂપ થાઉં તો સર્વેને પાણી પાઇને સુખાળા કરૂં તથા જળ તથા અગ્નિ તથા વાયુ એ ત્રણ ભેગા થાય ત્યારે નાડીએ નાડીએ રસ ચઢે તથા સ્થાવર એટલે ખડ તથા આંબા આદિક વૃક્ષો તથા ડુંગરો પૃથ્વી એ સર્વેને ત્રણ જણ ભેગા થઇને સર્વ જીવ પ્રાણી માત્રને જીવાડે છે. અને શ્વેતદ્વીપમાં સ્થૂલ-સૂક્ષ્મને કારણ એ ત્રણે દેહની વાસના ટાળીને જે યોગી સિદ્ધ થયા હોય તે ગૌલોકમાં શ્રીકૃષ્ણ ભગવાન પાસે જાય છે. અને ગૌલોકમાં ત્યાગી-ઓની સભા જુદી છે. અને તે સભા લાખ જોજન લાંબી પહોળી છે. એ સર્વે બ્રહ્માંડના ભેગી સ્થૂલ-

સૂક્ષ્મને કારણ એ ત્રણ દેહની વાસના ટાળીને સિદ્ધ થયા હોય તે સર્વે ત્યાગીની સભામાં રહે છે. અને શ્રી કૃષ્ણ ભગવાન જ્ઞાન વારતાઓ કરે છે. અને ભગવાનની ઉપાસના તથા ભક્તિ કરાવે છે. અને શ્રીકૃષ્ણ ભગવાન અક્ષર ધામમાંથી આવ્યા છે તેથી અક્ષર ધામની વારતાઓ કરે છે, અને પોતા સમાન કોઇ બીજા હોય તેને વારતાઓ કરવા મોકલે છે, અને ગૌલોક ધામમાં અનંત પ્રકારનાં સુખ રહેલાં છે, અને તે સુખ જોઇને મોહ પામે કે મારે આ સુખ ભોગવવાં છે ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન પાસે રજા માગે તો શ્રી કૃષ્ણ ભગવાન રજા આપે અને તે સુખ ભોગવ્યા કરે અને તે ધામની નિશાળમાં તપ કરીને તથા વૃત કરીને તથા જ્ઞાન શીખીને અને ભગવાનની ઉપાસના કરીને અને ભગવાનનો મહીમા સમજીને એવા ઘણાક મુકત ભેગા થયા હોય તેમને અક્ષરધામમાં લઈ જવા વાસ્તે શ્રી પુરૂષોત્તમ શ્રી સ્વામીનારાયણ ભગવાનની પ્રતિલોમ દૃષ્ટી થાય ત્યાર પછી અનંત કોટી બ્રહ્માંડના જીવ છે તે મહા માયામાં લીન થાય છે. અને ઐશ્વર્યથી મહાપુરૂષના તેજમાં લીન થાય છે. જેમ રાત્રી પડે ત્યારે આ જગતમાં માણસો સુઇ રહે છે તેમ ગૌલોકના બધા

મુકતો સૂઇ રહે છે, અને એમનાં ઘર–વાડીઓ–બાગ-બગીચા ખાનપાન–એ આદિક તેમના અનેક પદાર્થ નાશ પામતા નથી. ને કાયમ રહે છે. ત્યાર પછી મહા-પુરૂષ સહીત તથા ગૌલોકના ત્યાગી મુક્ત સહીત અક્ષ-રની સભામાં જાય છે, અને તે અક્ષરનાં અનેક પ્રકારનાં સુખ ભોગવે છે, અને ત્યાં રહે છે. ત્યાર પછી ગૌલોકની ઉત્પત્તિનો કાળ આવે. ત્યારે શ્રી સ્વામીનારાયણ પુરૂ-ષોત્તમ ભગવાન સંકલ્પ કરે છે. કે પેલા ગોલાકના મુક્ત અક્ષરની સભામાં મહાપુરૂષ સહીત આવ્યા છે તે માટે તેમને ગૌલોકમાં મોકલો, એ સંકલ્પ અક્ષર તથા અક્ષરની સભાવાળા જાણી લે છે. ત્યારે તે અક્ષર છે તે પોતાની સભામાંથી તે મહાપુરૂષને બોલાવે છે. ને પૂછે છે કે તમારે ગૌલોકમાં જવું છે, તે હા પાડે છે, ત્યારે તેમને ત્યાં મોકલે અને ના પાડે તો બીજાને મોકલે ત્યારે તે ગૌલોકમાં આવીને દિવ્ય સિંહાસન ઉપર આવીને બેસે છે તે સિંહાસન હીરા, માણેક, અને મોતીથી જડેલ છે, તેના ઉપર આવીને મહાપુરૂષ એટલે ગૌલોક વાસી બેસે છે. અને તે ભગવાનના શરીરમાં તેજ અપાર છે તે ગૌલોકમાં તેજ સર્વ ઠેકાણે વ્યાપી ને રહ્યું છે તથા અનંત કોટી બ્રહ્માંડમાં વ્યાપે છે. ને

બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે, અને ગોલોકના મુક્ત જાગે છે. ત્યારે તેમના ઘરબાર બાગ બગીચા સર્વે દેખે છે. તથા અનંત પ્રકારના પદાર્થો દેખે છે; ખાન પાન એ આદિક સર્વે પદાર્થોને ભોગવે છે, અને અક્ષર ધામમાં સ્ત્રી પુરૂષનો આકાર નથી, બધા બ્રહ્મરૂપ દિવ્ય મુક્ત છે, અને તે પ્રકાશને જોઇને મહામાયા કહે છે કે—આ પ્રકાશ કયાંથી આવ્યો ? ત્યારે એ પ્રકાશ સામુ જોઇ રહે છે ત્યારે તે પ્રકાશના ગુણ મહામાયામાં આવે છે. ત્યારે તે મહામાયા ધોળી થાય છે, અને તે મહાપુરૂષ કહે છે કે અંધારૂં કયાંથી ? ત્યારે તે અંધારાના ગુણ મહાપુરૂષમાં આવે છે, ત્યારે તે મહાપુરૂષ કાળા થાય છે જેમ પૃથ્વી ઉપર ત્યાગી હોય તે ગૃહસ્થને વિષે બહુ હેત રાખે છે. અને ગૃહસ્થનાં સુખ પૂછી જુએ છે. કે તમારે શું સુખ છે ? તમારે શું સુખ છે ? તમારે શું સુખ છે ? ત્યારે તે ત્યાગીને વાસના ગૃહસ્થમાં થાય છે, ત્યારે તે ત્યાગી ગૃહસ્થને ઘેર જન્મ લે છે. અને ગૃહસ્થ હોય તે ત્યાગીને વિશે હેત રાખે છે જે ત્યાગીના જેવું સુખ કોઇને નથી, અને તે ત્યાગી ભગવાનના ધામમાં જાય છે. ત્યારે ભગવાનના ધામમાં અનંત પ્રકારનાં સુખ રહેલાં છે, તેને ભોગવે છે. અને શ્રી સ્વામીના-

રાયણ પુરૂષોત્તમ ભગવાનની ઉપાસના કરે છે ને ધ્યાન કરે છે, અને શ્રી સ્વામીનારાયણ ભગવાનની સેવા કરે છે અને આજ્ઞા પાળે છે, ને તે અનંત સુખને ભોગવે છે, અને અખંડ સેવામાં રહે છે, અને જે ગૃહસ્થ હોય તે આ કહ્યો એવી રીતે ત્યાગીનો મહીમા સમજે છે. અને શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તે છે ! અને એ ત્યાગીના કહ્યા પ્રમાણે વર્તે છે, તે ગૃહસ્થ પણ ત્યાગીની પેઠે અખંડ સેવામાં રહે છે. અને શ્રીજી મહારાજ કહે તેમ કરે છે ને શ્રી સ્વામીનારાયણ પુરૂષોત્તમ ભગવાનની સેવામાં અખંડ રહે છે, અને ધ્યાન ધરે છે, અને ઉપાસના કરે છે, એવી રીતે ભગ-વાન ભજવાની રીત છે. તે જે ભજે તથા શ્રી સ્વામી-નારાયણ ભગવાનની ઉપાસના કરે.

ઇતિ શ્રી મહાપ્રલયનો ખરડો સંપૂર્ણ.

---

શ્રી સ્વામિનારાયણો વિજયતે તરામ્

## પહેલા સતયુગની વાત.

જ્યારે જીવને જમપુરીમાં લઇ જાય. ત્યારે જીવે કહ્યું કે અમને અંતરયામીપણું આપતા નથી. અને અજ્ઞાનીપણું આપો છો ને મારો છો તે તમારો

અન્યાય કહેવાય. માટે અમને અંતરયામીપણું આપો, ત્યારે ધર્મ રાજાએ કહ્યું કે આ તમારી વાત વિષ્ણુ ભગવાનને કહીશ, ત્યારે જવાબ દઇશ. ત્યારે ધર્મ રાજા વિષ્ણુ ભગવાન પાસે ગયા. ને કહ્યું કે જીવ અમને આવી રીતે કહે છે કે અમને અજ્ઞાનીપણું આપો છો ને મારો છો. તે તમારો અન્યાય કહેવાય, ત્યારે વિષ્ણુ ભગવાને કહ્યું કે અંતરયામીપણું આપીએ તો ખરા, પણ જીવ ઘરડો થાય ત્યારે પોતાનું જે ધન હોય તે ધર્મને અર્થે વાપરી દે તથા બીજું જયાં ત્યાં વાપરી દે ત્યારે તેનાં છૈયાંછોકરાં હોય તેમના વ્યવહાર વેપાર કેમ ચાલે, ત્યારે ધર્મરાજાએ કહ્યું કે આ વાતનું કેમ કરવું. ત્યારે વિષ્ણુએ પિતૃલોકના મુક્ત તથા જનલોકના મુક્ત તથા તપ લોકના મુક્ત તથા સત્યલોકના મુક્ત આ સર્વેને ભેગા કરીને કહ્યું કે તમે જીવને જ્ઞાન કરવા ભરતખંડમાં અવતાર લેશો, ત્યારે તેમણે ના પાડીને કહ્યું કે અમે આવા પુણ્ય લોકને પામ્યા ને એવા દુઃખમાં અવતાર શા સારૂં લઇએ. અને અધ્યાત્મ-અધિભૂત-આધિદૈવ, અધ્યાત્મ એટલે તાવ આવે અનેક પ્રકારની વ્યાધિ થાય. લોક વગર વાંકે મારી નાખે કોગળીઉં આવે, અને અધિભૂત એટલે રાજા દંડે

લુંટી જાય, અને વગડામાં જાય ત્યારે ભીલ મારી નાખે અને અધિદૈવ એટલે વેપારી વેપાર કરે તો લોક પૈસા ચાલી જાય, અને કાળ પડે હીમ પડે તથા તીડ પડે તો બધું ખાઇ જાય, એવી રીતે અનેક પ્રકારનાં દુઃખ તે ભરતખંડમાં રહ્યાં છે, તેથી કરીને અમો અવતાર નહીં લઇએ. પછી વિષ્ણુ પોતાના મહેલમાં આવ્યા. પછી સર્વે ઋષીઓને ભેગા કર્યા ને આ સર્વે વાત કહી સંભળાવી. પછી સર્વે ઋષીઓએ વિષ્ણુને કહ્યું કે ભરતખંડના મનુષ્યના નવ અવતાર અને દશમો અવતાર ત્યાગીનો એ પ્રમાણે ક્રમ બાંધ્યો, અને નવ અવતારમાં સારૂ પુણ્ય કર્યું હોય તો તેને સારા ઠેકાણે ત્યાગાશ્રમનો અવતાર આવે છે, અને સત્શાસ્ત્ર પુરાણ જાણી ભણે છે, અને કથાવાર્તાઓ કરે છે; અને તે ભગવાન સંબંધી કથા વાર્તાઓ કરે છે અને ભગવાનનો નિશ્ચય કરાવે છે, અને ભગવાન નો મહિમા સમજીને ભગવાનના ધામને પમાડે છે. અને પોતે પણ ભગવાનનો નિશ્ચય અને મહિમા અંતરમાં ઉતારીને પોતે પણ ભગવાનના ધામને પામે છે. અને બીજા જીવ જેણે નવ અવતારમાં કંઇ પુણ્ય ન કર્યું હોય તો પાછો ત્યાગીનો અવતાર આવે છે તે ગામડામાં આવે છે ત્યારે તેઓ માગી માગીને ભરે

તોપણ પેટ ભરાય નહિ. ત્યારે એ જીવ જ્ઞાન સત્‌શાસ્ત્ર શી રીતે ભણે અને જ્ઞાન થયા વિના મોક્ષ પણ શી રીતે થાય. ત્યારે તે લખચોરાશીમાં જાય છે. ત્યાં ચાર દરવાજા છે. એક દરવાજો સોનાનો બીજો દરવાજો રૂપાનો. ત્રીજે દરવાજે તાંબાનો ચોથો દરવાજો લોઢાનો એવી રીતે ચાર દરવાજા છે. અને જે સોનાના દરવાજે જાય તેને રથ, પાલખી, મેના; વિમાનમાં બેસારી ધર્મરાજા પાસે લઇ જાય છે. અને પછી ધર્મરાજા પૂછે છે કે તમે શું પુણ્ય કર્યું છે. પછી જીવ બોલે કે દેહ પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળ્યું છે. તથા દેહ પર્યંત તપ કર્યું છે. તથા દેહ પર્યંત ભગવાન સંબંધી જ્ઞાન વાર્તાઓ કરી અને ભગવાનના માર્ગે ચઢાવ્યા છે. અને પૈસા કમાઈ બ્રાહ્મણો જમાડયા. તથા સાધુ જમાડયા. તથા જીવ ઉપર દયા કરીને દાણા નાખ્યા. તથા પાણી પાયાં એવી રીતે જીવનું પાલન કર્યું ત્યારે ધર્મરાજા બોલ્યા કે એવી રીતે પુણ્ય કરે તેને સો જન્મ સુધી મનુષ્યોનોને મનુષ્યનો અવતાર આપીએ. જ્યારે આવી રીતે પુણ્ય કરે ત્યારે સત્યલોકનો લેખ ધર્મરાજા કરી આપે છે. ત્યારે તે આ બ્રહ્માંડ રહે ત્યાં સુધી સુખ ભોગવ્યા કરે છે. અને આ કહ્યાં એ પ્રમાણે પુણ્ય નિયમ વ્રત કરેલાં હોય પણ

માંહી રજોગુણ પ્રધાન હોય તો તેને રૂપાના દરવાજે રથ પાલખી એવા વિમાનમાં બેસારીને લઇ જાય છે. અને ધર્મ રાજા પાસે ઉભો કરે છે. ત્યારે ધર્મરાજા પૂછે છે કે આવી રીતે સો જન્મ સુધી પુણ્ય કરે તો મનુષ્યનો ને મનુષ્યનો અવતાર આપી લેખ કરી આપે છે. પછી દેવ-લોકમાં મોકલી દે. અને એવી રીતે પચાસ જન્મ સુધી વૃત કરે તો પચાસ જન્મના પુણ્યનો લેખ કરી આપે. અને પચીસ જન્મ સુધી વૃત કરે તો પચીસ જન્મના પુણ્યનો લેખ કરી આપે. અને જેને તાંબાના દરવાજામાં લઇ જાય છે. તેને ચલાવીને લઇ જાય માર પડે નહિ. અને પછી ધર્મરાજા પાસે ઉભો કરે. ત્યારે ધર્મરાજા પૂછે કે તમે શું પુણ્ય કર્યું છે ત્યારે જીવ જે પ્રમાણે પુણ્ય કર્યાં હોય તે પ્રમાણે કહી સંભળાવે. અને પછી ધર્મ-રાજા મનુષ્ય દેહ આપે છે. એને જે પુણ્ય કર્યાં હોય તેનો લેખ કરી આપે તે સુખને ભોગવ્યા કરે. અને તાંબાના દરવાજામાં જે જીવ ગયો હોય તેને ધર્મરાજા પૂછે કે તમે શું પુણ્ય કર્યું છે. ત્યારે તે કહે કે પુણ્ય નથી કર્યું અને પાપ નથી કર્યું ત્યારે તેને લખચોરા-શીમાં મોકલે અને જળજંતુની નવ લાખ યોની. પક્ષી-ની દશ લાખ યોની. પશુની ત્રીશ લાખ યોની. અને

સ્થાવર જે ઉગે તેની વીસ લાખ યોની. અને સાપ સરસીયામાં પેટ વરાંણીએ ચાલનારાની અગીઆર લાખ યોની. અને ચાર લાખ યોની મનુષ્યની છે. તેમાં બે લાખ ઉત્તમ અને બે લાખ કનીષ્ટ છે. અને આ મનુષ્યની યોનીમાં ભગવાન ભજે તો જીવનનો મોક્ષ થાય અને જીવનું કલ્યાણ થાય. અને જે પાપી હોય તેને લોઢાને દરવાજે લઇ જાય અને મારતા ઝુડતા પાપીને લઇ જાય, અને ન ચાલે તો ઘસડીને લઇ જાય, અને જમનાં સોળ પુર છે. એટલે ગામડાં. તેમાં લઇ જાય અને મારતા ઝુડતા પાપીને લઇ જાય અને ધર્મરાજા પાસે ઉભો કરે ત્યારે ધર્મરાજા પુણ્યપાપના ખતનો ચોપડો કાઢીને જુએ છે. પછી જે જે પુણ્ય પાપ કર્યાં હોય તે પ્રમાણે દંડ આપે છે તેમાં પરસ્ત્રીનો સંગ કર્યો હોય તો તેને લોઢાની સ્ત્રી ઉની કરીને એક હજાર વખત બાથ ભરાવે છે. અને દારૂ પીનારને તેના મોંઢામાં સીસું ઉનું કરીને રેડે છે, અને જે જીવ પ્રાણી મારતો હોય અને માંસ ભક્ષણ કરતો હોય તેને કોલસા સળગાવીને તેના મોંઢામાં ઘાલે છે, અને જે વગડે જીવ પ્રાણી આહિક મારતો હોય તો તેને જમપુરીને વિષે સાતસો કુતરા છે તે તેને આખો ને આખો કરડીને ખાઇ જાય છે. એવી રીતે

જમપુરીનાં દુઃખ ભોગવ્યા કરે છે. તથા વગડામાં કોઇનો સાલો માળો સળગાવ્યો હોય તથા કોઇનું ઘર બાળ્યું હોય તો તેને એક હજાર વખત બાંધીને બાળે છે. અને જીવે જેવાં કર્મ કર્યાં હોય તેવો ધર્મરાજા એનો લેખ જોઇને દશ કુંડમાં નાખે તથા પચીસ કુંડમાં નાખે, તથા કોઇને પચાસ કુંડમાં નાખે, તથા કોઇને સો કુંડમાં નાખે એવી રીતે છ લાખ ચોરાશી હજાર કુંડ છે. તે જેવાં ગાયા કર્યાં હોય તેટલા કુંડમાં નાખવાનું જમદેવને લખી આપે છે, અને લેખ પ્રમાણે જમ દુઃખ દે છે અને તે દુઃખ ભોગવાવે છે. આવી રીતે ભગવાનની ભક્તિ ન કરે તથા ભગવાન ન ભજે ને પાપ કરે છે તેને આવાં દુઃખ ભોગવવાં પડે આ ખરડો વૈષ્ણવના કામમાં આવે તથા શ્રાવકના તથા સાધુના કામમાં આવે તથા ગૃહસ્થ-તથા સાધુના કામમાં આવે મુસલમાન તથા ફકીરના કામમાં આવે આવી રીતે જમપુરીમાં દુઃખ પડે છે. માટે ભગવાન ભજો.

## શ્રી સ્વામીનારાયણો વિજયતેતરામ્

### નિત્ય પ્રલયનો લેખ.

નિત્ય પ્રલય બાર માસ સુધી કહેવાય છે અને નિત્ય પ્રલય ક્ષણ ક્ષણ પ્રત્યે નાશ પામે છે.

## અથ શ્રી નિમિત્ત પ્રલય લીખતે

આપણા સો વરસ સુધી દુષ્કાળ પડે. ત્યારે સાત દ્વીપના જીવોનો નાશ થઇ જાય છે. ત્યાર પછી આપણા સો વરસ સુધી બાર સૂર્ય સોળ કળાએ યુક્ત ઉગે ત્યારે પૃથ્વી તપીને લાલ તાંબા જેવી થઇ જાય છે. ત્યારપછી શેષનારાયણ પાતાળમાંથી અગ્નિ ફૂંકે એટલે દશ લોક બળીને રાખ થઇ જાય. ત્યાર પછી આપણા સો વરસ સુધી વરસાદ બહુજ થાય. ત્યાર પછી ભગવાન દેવતાઇ વાદળાં ને આજ્ઞા કરે તેથી ઇંડકટાક્ષને ફોડી આવરણનું જળ સૃષ્ટિ ઉપર વરસાવે તેથી પાતાળથી માંડીને તે ધ્રુવજીના તારા સુધીમાં ભરાઇ જાય. તેનું નામ રાત્રી કહેવાય. તે હજાર ચોકડી સુધી રહે ત્યાર પછી શેષનારાયણના નાભીમાંથી કમળ ઉત્પન્ન થાય તે જળની ઉપર જળની ટોચ સુધી ઉભું થાય. ત્યાર પછી તે કમળમાં વિરંચી બ્રહ્મા ઉત્પન્ન થાય, અને બ્રહ્મા કમળનો પાર લેવા નીચે ઉતરે પણ કમળનો પાર આવે નહિ. પછી પછી કમળ ઉપર બ્રહ્મા આવ્યા ત્યાર પછી ભગવાનની સ્તુતિ કરી. ત્યારે ભગવાને આકાશ વાણીથી કહ્યું કે બ્રહ્માજી તપ કરો. ત્યારે બ્રહ્માજી તપ કરે. ને ધ્રુવજીના તારાથી તે પાતાળ સુધી જળ સુકાઇ જાય. ત્યાર પછી ભગવાન

છે તે સત્યલોક. જનલોક, તપલોકમાંથી, આઠ બીલ બાંધવામાટે દેવતાઓને મોકલે તે દેવતાઓ એક બીલમાં એક દ્વીપ એક લાખ જોજનનો બીજો બે લાખ જોજનનો ત્રીજો ચાર લાખ જોજનનો ચોથો આઠ લાખ જોજનનો પાંચમો સોળ લાખ જોજનનો, છટ્ઠો બત્રીસ લાખ જોજનનો સાતમો ચોસઠ લાખ જોજનનો તે સાતમા સમુદ્રથી દોઢ કરોડની વસ્તી છે પછી સોનાની પૃથ્વી છે. તે મેરૂ પર્વતથી લઇને ચાર કરોડની વસ્તી થઇ. ત્યાર પછી ઉગમણી બાજુએ સાડા આઠ કરોડની વસ્તી છે. ને સોનાની પૃથ્વી છે. અને આથમણી બાજુએ પણ સાડા આઠ કરોડની વસ્તી છે ને સોનાની પૃથ્વી છે, તે મળીને પચીસ કરોડ થયું. અને ઉગમણી બાજુએ સાડાબાર કરોડ લોકાલોક પર્વત છે, અને આથમણી બાજુએ પણ સાડાબાર કરોડ લોકાલોક પર્વત છે. તે બધું થઇ પચાસ કરોડ પૃથ્વી થઇ. એક બીલ બને છે. તે ભગવાને સત્યલોક જનલોકમાંથી દેવતાઓ મોકલેલા તેઓ પ્રથમ પહેલું બીલ દશ હજાર જોજન જાડું તેમાં નવહજાર જોજન કઠણ અને એકહજાર જોજન પોચું રાખે છે તે જળને ફૂરવા વાસ્તે એવાં એવાં એક બીજા ઉપર દશ હજાર જોજન બીલને દશહજાર જોજન આકાશ. એ પ્રમાણે

આઠ બીલ બંધાય છે. તે મૃત્યુ લોક સુધી તેના ઉપર ભૂતલોક ને ભૂવરલોક ને તેના ઉપર દેવલોક તે લોક સુધી દશ લોક થયા. ને આપણા એક હજાર ચોકડી સુધી રહે. તે ચોકડીની વિગત–સત્તર લાખને અઠ્ઠાવીસ હજાર વરસનો સતયુગ. બાર લાખને છન્નુ હજાર વરસનો ત્રેતાયુગ, આઠ લાખ ને ચોસઠ હજાર વરસ સુધીનો દ્વાપરયુગ, ચાર લાખને બત્રીસ હજાર વરસનો કળીયુગ એ પ્રમાણે ચાર યુગ મળીને એક ચોકડી થાય તે આપણાં વરસ તેતાલીસ લાખ ને વીસ હજાર (૪૩૨૦૦૦૦) થાય તેવી રીતે ઇકોતેર ચોકડી સુધી એક ઇંદ્ર રાજ્ય કરે તેવા ચૌદ ઇંદ્રિ થાય ત્યારે એક હજાર ચોકડી થાય તે વખતે દેવલોક સુધી બધુ નાશ થઇ જાય. તેને નિમિત્ત પ્રલય કહેવાય, તે વખતે બ્રહ્માનો એક દિવસ પુરો થાય છે, અને બ્રહ્મા શયન કરે છે. ત્યારે દેવલોક સુધીનો નાશ થાય છે. તેવા ને તેવા ત્રણસો સાઠ પ્રલય થાય ત્યારે વૈરાટનારાયણનું એક વરસ થાય છે, તેવાં ને તેવાં સો વરસ સુધી વૈરાટનારાયણ દેહ રાખે છે. અને સો વરસે વૈરાટનારાયણ દેહ મૂકે છે. તે વખતે બ્રહ્મલોક સુધી બધાનો નાશ થાય છે તેને પ્રાકૃત પ્રલય કહેવાય. તેવા ત્રણ કરોડ પ્રાકૃત પ્રલય થાય છે, અને સાડા ત્રણ કરોડ

વૈરાટ નારાયણ દેહ ધરે છે, ને મૂકે છે, ત્યાર પછી જીવને મનુષ્ય દેહ મળે છે, તે દિવસે ભગવાન અથવા ભગવાનના સંત પૃથ્વી ઉપર વિચરતા હોય તેમનો સમાગમ કરે તો જીવનો મોક્ષ થાય છે, અને તે વખતે સમાગમ ન કરે તો, પાછો જીવ ચોરાસીમાં ફરે, તેની વિગત-જંતુના નવ લાખ અવતાર પક્ષીના દશ લાખ અવતાર પશુના ત્રીસ લાખ અવતાર અને સ્થાવરના વીસ લાખ અવતાર, સાપ અજગર વિગેરેના અગીઆર લાખ અવતાર અને મનુષ્યના ચાર લાખ અવતાર મળીને ચોરાશી લાખ જાતના અવતાર જીવ લે છે, ત્યારે પાછો જીવને ભગવાન અથવા ભગવાનના સંતજો પૃથ્વી ઉપર વિચરતા હોય અને તેમનો સમાગર કરે તો જીવનો મોક્ષ થાય છે નહિ તો પાછો ચોરાશી અવતાર લે અને અને જયારે તે જીવ ભગવાન ભજે અને સંતનો સમાગમ કરે ત્યારે જીવનો મોક્ષ થાય તે દેવતા લોક અથવા પિતૃલોક કે જન લોકની પ્રાપ્તિ થાય. તે સાતે ધામોની વિગત એવી છે કેઃ-

૧ શ્રી પુરૂષોત્તમ શ્રી સ્વામીનારાયણ સુર્યના ઠેકાણે છે અને તેમની સભાના મુકતો દીવા જેવા છે.

૨. શ્રી પુરૂષોતમ નારાયણની સભાવાળા મુકતો સૂર્યના ઠેકાણે છે. અને તેમની આગળ અક્ષર તથા અક્ષરના મુકતો દીવા જેવા છે.

૩. અક્ષર અને અક્ષરના મુકતો સૂર્યના ઠેકાણે છે. અને તેમની આગળ ગૈલોકના મુકતો દીવા જેવા છે,

૪. ગૈલોકના મુકતો સૂર્યના ઠેકાણે છે અને તેમની આગળ પ્રધાન પુરૂષના મુકતો દીવા જેવા છે.

૫. પ્રધાન પુરૂષના મુકતો સૂર્યના ઠેકાણે છે અને તેમની આગળ સત્ય લોક, જનલોક, તપલોક, પિતૃ લોકના મુકતો દીવા જેવા છે.

૬. પિતૃલોક, જનલોક, તપલોક, સત્ય લોકના મુકતો સૂર્યના ઠેકાણે છે અને તેમની આગળ દેવ લોકના મુકતો દીવા જેવા છે.

૭. દેવલોકના મુકતો સૂર્યના ઠેકાણે છે અને તેમની આગળ આ પૃથ્વી ઉપર રહેનાર રાજા તથા મનુષ્ય દીવા જેવા છે.

શ્રી સ્વામીનારાયણાય નમોનમઃ

૧. મૃત્યલોકના ઉપરી દેવલોકવાળા રક્ષાના કરનારા, શીક્ષાના કરનારા, અને નિયંતા છે.

૨. દેવલોકવાળાના ઉપરી, તપલોક-જનલોક-સત્યલોક-પિતૃલોકવાળા રક્ષણ કરનારા, શીક્ષા કરનારાને નિયંતા છે.

૩. સત્યલોક, જનલોક, તપલોક, પિતૃલોક ના ઉપરી પ્રધાન પુરૂષવાળા રક્ષાના કરનારા શીક્ષાના કરનારા ને નિયંતા છે.

૪. પ્રધાન પુરૂવાળાના ઉપરી ગૌલોકવાળા રક્ષા કરનારા, શીક્ષા કરનારા ને નિયંતા છે.

૫. ગૌલોક વાળાના ઉપરી અક્ષર તથા અક્ષરની સભાવાળા રક્ષા કરનારા, શીક્ષા કરનારા. ને નિયંતા છે.

૬. અક્ષર તથા અક્ષરની સભા વાળાના ઉપરી શ્રીજી મહારાજની સભાવાળા રક્ષાના કરનારા, શીક્ષાના કરનારાને નિયંતા છે.

૭. શ્રીજીમહારાજની સભાવાળાના ઉપરી રક્ષાના કરનારા, શીક્ષાના કરનાર ને નિયંતા શ્રીજીમહારાજ છે. એજ પ્રમાણે સર્વેના ઉપરી શ્રીજીમહારાજ છે.

શ્રી સ્વામી નારાયણાય નમો નમઃ

બ્રહ્મરૂપ જો મહા આકાશ હે તીસકા જો અણુ હે સો અક્ષર બ્રહ્મ હે ઔર. તીસકા જો અણુ હે સો મહાવિષ્ણુ હે બહોત જો અક્ષર બ્રહ્મ હે સો અનંત કોટી મહા

વિષ્ણુકા આશ્રય રૂપ હે મહા વિષ્ણુકા તીસ અંશરૂપ હે સો મહા વિષ્ણુ અનંત કોટી બ્રહ્માંડકા જીવરૂપ હે ઔર તીસ જો મહા વિષ્ણુંકા સાક્ષી સો અક્ષર બ્રહ્મ હે અક્ષર બ્રહ્મકા સાક્ષી શુદ્ધ ચૈતન્ય પરમાત્મા હે તીસ પરમાત્માકા સાક્ષી દુસરા કોઇ નહિ હે તીનકે આશરે અનંત અક્ષર બ્રહ્મ રહે હે. રામજી અક્ષર બ્રહ્મકા અંશકા અંશ અણુ સો મહા વિષ્ણું હે મહા વિષ્ણુકા અંશ સો નારાયણ હે. ક્ષીર સમુદ્ર વાસી વો હે.

ચિદાકાશ શું તે કુટસ્થરૂપ જે મુકતોને રહ્યાનો સ્થાન રૂપ જે બદ્ધ જીવોને રહ્યાનો ભૌતિક આકાશ એટલે બ્રહ્માંડ. જેથી હૃદય આકાશ રૂપ સર્વે જીવોને ધરી રહ્યા છે તેથી પરમેશ્વર નિમિત્ત જે ચિદાકાશ તે સર્વે મુકતોને ધરી રહ્યા છે- તેથી ચિદાકાશ કહીએ તે સારૂં. જયોતિ સ્વરૂપ જે મુક્ત તેને ચિદાકાશ ભૂમિ છે.

શ્રી સ્વામી નારાયણાય નમો નમઃ

સદ્‌ગુરૂ સ્વામી ઇશ્વર ચરણદાસજીનું જીવન ચરિત્ર

આ ભરત ખંડમાં શ્રી સ્વામીનારાયણ ભગવાન સ્વ ઇચ્છાથી પોતે પધારીને અનંત જીવોને પોતાના ધામમાં લઇ જવાનો દ્રઢ સંકલ્પ છે. તેથી અનંત મુકતોને સાથે સાથે લાવે છે અને તે મુક્તો આ ભારતભૂમિમાં પધા-

રીતે પૂર્વની વાત માયાના આવરણથી ભૂલી જવાય છે તો મહારાજ પોતે દર્શન દઇને પૂર્વનું જ્ઞાન પ્રગટ કરી બતાવે છે. અને એવા મુકતો ને પોતાનો મહીમા જણાવવા માટે અને આપણા કલ્યાણને માટે આપણા સમીપમાં મોકલ્યા છે. તે હાલ વડનગર મુકામે સદ્ગુરૂ માહાનુભાવાનંદ સ્વામીના શિષ્ય શ્રી રંગદાસજી અને તેમના શિષ્ય ઇશ્વરચરણદાસજી પ્રગટ બિરાજે છે. તેમને સંવત. ૧૯૫૦ ની સાલમાં આ દેહને મંદવાડ થયો તે સમયમાં શ્રી સ્વામીનારાયણ ભગવાન પૂર્વના પાંચ જન્મના સંસ્કારની વાત જણાવતા હવા. અને પોતાના સ્વરૂપનાં દર્શન દઇને અભયદાન આપીને અંતર ધ્યાન થતા હવા તે પછી સ્વામીનું શરીર સારૂં થયું ને ઘણા સંતો તથા હરિ ભકતોના આગ્રહથી સ્વામી એ પોતાની પૂર્વની વાત જણાવીને લખાવી છે તે પ્રમાણે લખ્યું છે.

૧. હું પ્રથમ આદિમાં ગૌલોક ધામનો મુક્ત હતો અને મારે શ્રી કૃષ્ણ ભગવાનની ઉપાસના હતી. ને ચિદાકાશ ધામમાં રહેવાનું હતું. ને પાંત્રીસ બ્રહ્માંડનું રાજ્ય સોપેલું તેને ૧૧૨૬ અક હજાર એક સો છવીસ વૈરાટ નારાયણ થઇ ગયા ત્યારનું સાંપેલું છે. ને શ્રી કૃષ્ણ ભગવાન આ પૃથ્વી ઉપર પધાર્યા હતા. ને તેમને

એક લાખ એકસઠ હજાર એંસી પુત્રો હતા. તે ભેળો મેં પણ અવતાર લીધો ને શ્રી કૃષ્ણ ભગવાનની સાથે પાછો ગૌલોકમાં ગયો ત્યાં સાંભળ્યું કે બદ્રીકાશ્રમમાં શ્રી નરનારાયણ દેવને તેમના મુક્ત ઋષી મુનિઓ તેમને દુર્વાસાઋષીનો સત્કાર નહિ કરવાથી ઋષીનો શાપ થતો હવો તે શાપને શ્રી નરનારાયણ દેવ પોતાની સ્વેચ્છાથી ગ્રહણ કરતા હવા અને શ્રીનરનારાયણદેવ માહારાજની ઇચ્છાથી ગયા, ને શ્રી સ્વામીનારાયણ ભગવાનની સ્તુતિ કરીને પોતાના શાપનું નિવેદન કરવા લાગ્યા. તે વાત સાંભળી શ્રી સ્વામીનારાયણ ભગવાન પોતાની સ્વ-ઇચ્છાથી શ્રી નરનારાયણદેવને કહેતા હવા કે આ બ્રહ્માંડની અર્ધી આવરદા થઇ છે. તેથી તમારા થયેલા શાપને અમો સ્વીકાર કરીને આ ભારત ખંડમાં પૂર્વ દિશામાં છપૈયા પુરને વિષે ધર્મ અને ભક્તિ થકી હું મનુષ્ય દેહ ધારણ કરીશ અને મારા મુકતોને મારી સાથે આવવાની આજ્ઞા કરીશ. તે વાત સાંભળી મારે આ થ્વી ઉપર અવતાર કરવાની પ્રબળ ઇચ્છા પ્રગટ થઇ.

૨. બીજો અવતાર સિદ્ધપુર ગામમાં તિર્થસ્થાનમાં કપીલમુનિ એ પોતાની માતા દેવ હુતિને જ્ઞાન કર્યું છે તેથી પવિત્ર સ્થાન સમજી બ્રાહ્મણના કુળમાં જન્મ

લીધો. તે પછી વેદ ભાગવત પુરાણ ઇત્યાદિ શાસ્ત્રો ભણી અભ્યાસ કર્યો ત્યાર પછી ત્યાગી થઇને ત્યાગાશ્રમ પાળ્યો હાથીની સ્વારી કરીને ઘણા દેશોમાં ફરી ફરીને ઘણા ઘણા માણસોને ઉપદેશો કરતા. ને ફરતા ફરતા શીરોહી રાજ્યમાં ગયા. ને શિરોહીના રાજાએ અમારો ઘણો સત્કાર કર્યો અને અમને રાજ્યમાં હેત થયું તેજ રાજયમાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ થઇ ગયો.

૩. ત્રીજો અવતાર તે પછી શિરોહી રાજ્યમાં જન્મ આવ્યો તે પછી થોડો વખત રાજ્યમાં રહીને પૂર્વની વાત સાંભળવાથી ઉદાસી થઇને દેહ પડી ગયો.

૪. ચોથો અવતાર કચ્છ દેશમાં સુથારના ત્યાં જન્મ આવ્યો. મારાંમાતા પિતા તથા સંબંધીઓ તે શ્રી સ્વામિનારાયણ ભગવાનનાં આશ્રીત હતાં અને મારી ઉમર વરસ ચારની થઇ ત્યારે શ્રી સ્વામીનારાયણ ભગવાન તથા મુળજી બ્રહ્મચારી કચ્છદેશમાં પધાર્યા ત્યારે મારીમાતુ શ્રી એ મહારાજને જમવાનું નોતરૂં દીધું. પછી મુળજી બ્રહ્મચારી એ રસોઇ કરીને મહારાજને જમાડતા હતા તે સમયમાં હું ચાર વરસનો હતો તે વખતે શ્રીજીમાહારાજની પ્રસાદી લેવા માટે વાટકો લઇને શ્રીજીમહારાજના સન્મુખ ગયો પણ મારી માતુ-

શ્રીએ મને જતો અટકાવ્યો પછી માહારાજ કહે કે આ બાળકને આવવા દો પછી શ્રીજીમહારાજે મારા હાથમાં રહેલા વાટકામાં બે માલપુવા તથા દૂધપાક આપ્યો તે પ્રસાદ હું જમ્યો. પછી મહારાજ મારા ઘર પ્રત્યેથી ચાલી ગયા. પછી જ્યારે મારી આઠ વરસની ઉમર થઇ ત્યારે હું સમદ્રના કાંઠે વહાણ ઘડવા ગયો અને ત્યાં મારા સંબંધીઓ તથા બીજા કારીગરો પણ વહાણ ઘડતા હતા ત્યારે શ્રીજીમહારાજ. તથા મુળજી બ્રહ્મચારી એ બે જણ સમદ્રના કાંઠે મારી પાસે પધાર્યા તેમને જોઇને મેં આનંદ પૂર્વક ગદગદ કંઠે શ્રીજીમહારાજનાં દર્શન કર્યાં પછી મેં મારા ઘેર શ્રીજીમહારાજ તથા મુળજી બ્રહ્મચારીને લઇ જવા વિનંતી કરી ત્યારે બે જણ મારી સાથે ઘેર પધાર્યા ને મારી માતુશ્રીએ સીધું આપીને મુળજી બ્રહ્મચારી પાસે રસોઇ કરાવીને મહારાજને જમાડયા ને મુળજી બ્રહ્મચારી પણ જમ્યા. તે પછી મારી સાથે બે જણ સમુદ્રના કાંઠે આવ્યા. અને વહાણ જોવા લાગ્યા. ને તેમની સાથે હું પણ વહાણ જોતાં જોતાં મહારાજનું મને ઓઠું પડ્યું એટલે શ્રીજીમહારાજે ચાલવાની એકદમ ઉતાવળી ગતી કરી એટલે તેમની પાછળ મેં પણ ઉતાવળી ગતી કરી પછી આગળ જતાં બે રસ્તા આવ્યા

એટલે શ્રીજીમહારાજ મારી દ્રષ્ટિ ગોચર થયા નહિ પછી હું નિરાશ થઇને ઉભો રહ્યો ને મારા ઘેર આવીને મારા સંબંધીઓને કહ્યું કે શ્રીજીમહારાજ સાક્ષાત મને દર્શન દઇને અદરશ્ય થઇ ગયા. તે પછી મારો ક્ષણ ભંગુર દેહ મોટી ઉમરનો થઇને પડી જતો હવો.

૫. ત્યાર બાદ પાંચમો અવતાર ગામ માણસામાં પાટીદારને ઘેર જન્મ થયો ને સાત વરસની ઉમરે આકાશ માર્ગમાં બે સાધુઓનાં દર્શન થયાં ને મને કહ્યું કે તમે સાધુ થાઓ. પછી સંવત ૧૯૩૩ ની સાલમાં હું ઇડર ગયો. ત્યાં સદ્ગુરૂ સ્વામી શ્રીરંગદાસજી હતા તેમની પાસે પ્રથમની ઓળખાણથી રહીને સમાગમ કર્યો ને એક દિવસ રાત્રીએ શ્રીગોપીનાથજી ભગવાને મને દર્શન દઇને કહેલું કે તમારા સંબંધીઓ આજે તેડવા આવવાના છે માટે હું તમોને સોનાનો રથ લઇને તેડવા આવીશ. તે વાત મેં મારા ગુરૂને કહી સંભળાવી ને તેજ દિવસે બપોરે મારા સબંધીઓ તેડવા આવ્યા ને ઘેર તેડી ગયા તે પછી સીતાપુરના બ્રાહ્મણ ગણપત રામ માણસા ગામમાં આવેલા. તેમની સાથે ઇડર ગયો. પછી ત્યાં ચોમાસું કરીને કાર્તક માસના સમૈયા ઉપર અમદવાદ ગયો. તે વખતે ધર્મધુરંધર આચાર્ય મહારાજ

શ્રી કેશવપ્રસાદજી થકી સંવત ૧૯૩૪ ની સાલમાં મહા-દીક્ષા લઇને સાધુ થયા ને ગુરૂની સાથે ગામ મોટેરા બેચરમુખી નું કહેવાય છે ત્યાં શિઆળામાં રહીને ડંઢાવ દેશમાં ફરીને ચૈત્ર માસના સમૈયામાં અમે અમદાવાદ ગયા તે સમયે શ્રી કેશવપ્રસાદજી મહારાજ સદ્ગુરૂ સ્વામી. નિર્ગુણદાસજીને મહાન્તાઇ સોંપીને દેશમાં ગયા હતા. તે સમયમાં ગામ વડનગરના મંદીરમાં શ્રી ઠાકો-રજીની સેવામા પારસદ હતા તેમણે અમદાવાદ આવીને સ્વામી નિર્ગુણદાસજી આગળ રજા માગી કે મારે વડનગર સેવામાં રહેવું નથી તેને સ્વામી એ રજા આપી ને અમને સ્વામીએ વડનગરના મંદીરની શ્રી ઠાકોરજીની સેવાની સોંપણી કરી તેથી સંવત ૧૯૩૫ ની સાલમાં અમે વડનગર આવ્યા. તે પછી સંવત ૧૯૪૪ની સાલમાં શ્રી છપૈયાઅયોધ્ય વગેરેમાં જાત્રા કરવા ગયા. તે ભેળા સ્વામીસનાતનદાસજી વીસ-નગર વાળા તથા ધીણોજા બ્રાહ્મણ પ્રલ્હાદજી ને હું પોતે તે અમો ત્રણ જણ મળી યાત્રામાં ફરતા હતા અને છપૈયાધામમાં બે માસ રહીને શ્રી ઠાકોરજીનાં તથા પ્રસા-દીનાં દરેક સ્થાનોમાં દર્શન કરીને છપૈયા પુરથી અયો-ધ્યાનગરમાં આવતાં સાથેના બંને જણનો સરસમાન તથા મારો સરસમાન એ સર્વે ભાર મેં ઉપાડયો તેથી

કરીને હું થાકી ગયો ને થાકનો મંદવાડ આવ્યો તેથી કરીને મને સંકલ્પ થયો કે મારાથી હવે ગુજરાતમાં કેવી રીતે જઇ શકાશે તે વિચારમાંને વિચારમાં મને શ્રીજી-મહારાજે દર્શન દીધાં અને હું ચિત્તો સૂઇ રહ્યો હતો તે વખતે શ્રીજીમહારાજ મારા પગ ઉપર ચઢયાને પેટ સુધી ખુંદતા ખુંદતા આવ્યાને મેં કહ્યું કે મહારાજ મારૂં પેટ ફૂટી જશે પછી મહારાજ કહે કે તમારૂ પેટ નહિ ફૂટે પછી છાતી ઉપર થઇને બે હાથ ઉપર શ્રીજીમહારાજ ચર્ણાવિંદ વડે મારા આખા દેહ ઉપર ફરીને મારા સમુન્ખ ઉભા રહીને મને દર્શન દીધાં તેથી મારો સર્વે થાક ઉતરી ગયો ને મંદવાડ મટી ગયો પછી. સવારમાં ઉઠીનાહી ધોઇ પુજા કરી ચાલવાની તૈયારી કરીને પાછા વડનગર આવ્યા અને ગુરૂને સાષ્ટાંગ નમસ્કાર સાથે જયશ્રીસ્વામીનારાયણ કહી ગુરૂના સમીપમાં રહ્યા ને ગુરૂ સંવત ૧૯૪૭ના પોસ સુદી ૧૨ના દિવસે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી અક્ષરધામમાં શ્રીજીમહારાજની સેવામાં રહ્યા તે પછી સંવત ૧૯૫૦ની સાલમાં મંદવાડ આવેલો તે મંદવાડમાં શ્રીજીમહારાજે પોતાના સ્વરૂપનું જ્ઞાનને ઉપા-સના દઢ કરાવેલી તે પછી મને શ્રીકૃષ્ણ ભગવાને દર્શન દીધાં ને ઠપકો દીધો કે તમારી ઉપાસના કેમ ફરી ગઇ ત્યારે

મેં કહ્યું કે જ્યારે શ્રીસ્વામીનારાયણ ભગવાન અવતા-રના અવતારી મને સાક્ષાત મળ્યા ને તેમના સ્વરૂપની દૃઢતા ને ઉપાસના શુદ્ધ રીતે થઇ ત્યારે મારી ઉપાસના ફરી તે વાત શ્રીકૃષ્ણ ભગવાન સાંભળીને રાજી થઈ ગયા પછી અદૃશ્ય થયા આવી રીતે શ્રીસ્વામીનારાયણ ભગવાને ઘણી વખત દર્શન દીધાં છે. પણ આતો દીશ માત્ર લખાવ્યું છે. ને પછી દીનદીન પ્રત્યે આ સત્સંગનું સુખ અધીક અધીક આવવા માંડયું અને શ્રીસ્વામી-નારાયણ ભગવાન આ સતસંગમાં પ્રગટ બિરાજે છે. અને ભગવાન સંભાળવાથી પોતાના મનના સંકલ્પોની શાન્તિ કરે છે.

એક વખતે મહાસભાવાળા સંતો સ્વામી નારાયણ સેવકદાસજી તથા સ્વામી ઘનશ્યામજીવનદાસજી તથા પુરાણી નંદકીશોરદાસજી તથા વડતાલવાળા પુરાણી લક્ષ્મી પ્રસાદદાસજી એ આદિક વટનગરમાં ટીપણી કરવા આવ્યા હતા જેથી કરી હરી ભક્તો એ ટીપણી કરી આપી પછી સ્વામી ઘનશ્યામ જીવનદાસજી એ મને પૂછયું કે આ સત્સંગમાં હાલમાં ઝગડા ચાલી રહ્યા છે તે શું મહારાજને ગમતું હશે ? તમે મહારાજને પૂછી જુઓ. તે શબ્દના સંકલ્પથી રાત્રીએ બે વાગે

શ્રીજી મહારાજનું સ્મરણ કર્યું તેથી મને દર્શન દીધાં મેં પૂછ્યું કે બે પક્ષના સાધુઓ તથા આચાર્ય મહારાજમાં કલેશ ઉત્પન્ન થયો છે ત્યારે કોનો પક્ષ એમ લઇએ એટલે કહ્યું કે અમારી જેટલી આજ્ઞા પળાશે તેટલીજ સુખ ને શાન્તિ છે. ને આજ્ઞાનો લોપ જેટલો થશે તેટલોજ કલેશ રહેલો છે. એમ કહીને શ્રીજીમહારાજ સિંહાસન ઉપર પધર્યા ત્યારે હું ભંડારમાં ગયો અને સંતોને કહ્યું કે મહારાજના વાસ્તે થાળ તૈયાર કરો પછી શ્રીજીમહારાજ ભંડારમાં આવ્યા એટલે મેં પાટલો મૂકયો. અને તે ઉપર મહારાજ વિરાજમાન થયા. સર્વ પ્રકારનાં કરેલાં ભોજન આગળ મૂકયાં પછી મહારાજ કહેકે નજર પ્રસાદી થઇ હવે સર્વે સંતો જમો. પછી બીજા દિવસે મહાસભાના સંતો આવેલા તે વીસનગર ગયા. અને તેજ દિવસે બપોરે મને સ્વપ્નું થયું કે સ્વામીનારાયણ સેવકદાસજી લઘુ કરવા ગયાને પાછા આવ્યાને કહે કે આ ધુણી કયાંથી નીકળતી હશે ત્યારે મેં જાતે જઇને જોયું તો વગર દેવતાએ ઇંટોમાંથી ધુણી નીકળતી હતી પછી મેં વિચાર કર્યો કે. આપણે ભેખ લીધો, આપણે નાત નહિ, જાત નહિ, ખેતર નહિ વાડી નહિ, ને તકરારો થાય છે તે ઇંટોમાંથી ધુણી નીકળ્યા જેવું છે.

એક સમયે ધર્મકુળવાળા મથુરાપ્રસાદજીએ શ્રીજીમહારાજની સ્તુતિ કરી કે ધર્મકુળમાં બધાને આચાર્ય પદ આપો છો અને અમને આચાર્ય પદ કેમ આપતા નથી. એમ શ્રીજી મહારાજની મથુરાંપ્રસાદજી એ ઘણી સ્તુતિ કરી. જેથી કરી તેમના પુત્ર શ્રીપતિ-પ્રસાદજી મહારાજને વડતાલની ગાદીનું આચાર્ય પદ આપ્યું. ને તે પછી મથુરાપ્રસાદજી ધામમાં ગયા. અને અમદાવાદની ગાદીના આચાર્યના લેખમાં જણાવ્યું છે, કે યત્કીંચીત પદાર્થો તથા મંદીરના માલીક આચાર્ય છે. એવો લેખ શ્રી પતિપ્રસાદજીને સંભળાવ્યો તે ઉપ-રથી શ્રીપતિપ્રસાદજી મહારાજે સરકારમાં ન્યાય કોરટમાં અરજી કરીકે મંદીરો તથા યત્ કીંચીત વસ્તુઓ તમામ ઉપર મારો માલકીનો હક છે. તે ઉપરથી વડતાલના સાધુ ઓ બ્રહ્મચારીઓ પાળાઓ અને હરિભકતો તમામ સંત્સંગીઓ મળીને એક વિચારમાં આવ્યા કે આ અરજી જો પાસ થશેને યત્ ક્રાંચીત ના માલીક બનશે તો દેવની મીલ્કતનો ગેર ઉપયોગ થશેને બધો સંત્સગ ભેળાઇ જશે તે ઉપરથી મંદીરોમાં સંતો બ્રહ્મારીઓ પારસદો તથા હરિજનોનાં મન ઘણાં દુઃખાણાં જેથી શાપ થયો તેથી શ્રીપતિપ્રસાદજી મહારાજના અંગે

પક્ષઘાત નો રોગ થયો તે વાત મારા સાંભળવામાં આવી જેથી કરી મેં તે દરદ દુર થવા માટે શ્રીજીમહારાજની પ્રાર્થના કરી અને મને મહારાજે દર્શન દઇને કહ્યું કે અમોએ દુઃખની પ્રેરણા કરી નથી. ઉપરની બાબતનો શાપ થયોછે જેથી આ મંદવાડ આવેલો છે.તે જ્યારે સંતો અને હરિજનોને રાજી કરશે ત્યારે દુઃખની નિવૃતિ થશે. આ પ્રમાણે કહીનેશ્રીજીમહારાજનાં દર્શન અદૃશ્ય થયાં.

અમદાવાદના આચાર્ય મહારાજ શ્રી કેશવપ્રસાદજીની પ્રકૃતિ બહુજ રજોગુણી હતી, ને દેશ પરદેશમાં ફરવું અને રજોગુણી પદાર્થો ઘણાજ ભેગા કરવા ને રાજા રજવાડામાં ફરીને દિગ્‌વિજય કરવો આવી પ્રકૃતિ હતી. જેથી શ્રીજી મહરાજે દયા કરી પોતાના ધામમાં લઇ જવા માટે ભારે મંદવાડની પ્રેરણા કરીને આ દેહ ગેહને રજો ગુણી પ્રકૃતિઓથી અતિ દૃઢ વૈરાગ્ય કરાવીને આ લોકનીવિસ્મૃતિ કરાવી મહારાજે શ્રીજી મહારાજની પ્રાર્થના ઘણીજ કરી કે મને ધામમાં લઇ જાઓ ત્યારે વિનય અરજી સાંભળીને શ્રી સ્વામીનારાયણ ભગવાન રાજી થઇને તેમને પોતાના ચરણની સેવામાં તેડી ગયા. એવી રીતે આ સંસારની મહાન ઉપાધીઓ છે માટે આ જગતના જીવો પ્રભુ ભજવા દેતેમ નથી જ્યારે

મરવા ટાણું આવે ત્યારે છોકરાં હોય તે જુવારૂં માગે ને સ્ત્રી હોય તે પોતાના ખાનપાનાદિક વૈભવો જાળ. વવાના પ્રયત્નો કરે વાસ્તે દેહ છતાં ખબડદાર થઇને ભગવાનની ભક્તિ કરી લેવી. અને જે પુણ્ય કરવું તથા જે વ્રતો કરવાં તે દેહ છે તોજ પોતાના હાથે કરી લેવાં આ દેહના પડયા પછી પાછળ પુણ્ય ન કરે તો તેનો આપણને ઉજાગરો નહિ, માટે છે તે દેહે ગાફલતાપણાનો ત્યાગ કરીને આવા સંતના શરણે જઇ મન વચન કર્મ વડે કરીને જોડાવું અને મોટાની અનુવૃત્તિ પ્રમાણે વર્તવાનો નિરંતર અભ્યાસ રાખવો. તો મોટા આપણા ઉપર સદાએ રાજીરાજી તે રાજી રહેશે. તેજ મનુષ્ય દેહનું ફળ છે માટે ચાર પ્રકારના પ્રલય જાણે તો વૈરાગ્ય થાક છે, ને શ્રીજીમહારાજમાં હેત થાય છે. માટે વૈરાગ્ય પ્રકરણ વાંચવાથી અપૂર્વ જ્ઞાન થશે.

જેવી રીતે પુરુષોત્તમ નારાયણની સભામાં ગુણ છે શોભા છે અને રચના છે તેવી રીતે લખ્યું છે.

જેવી રીતે અક્ષરની સભામાં ગુણ છે. શોભા છે અને રચના છે. જેવી રીતે ગૌલોકમાં ગુણ છે શોભા છે અને રચના છે.

જેવી રીતે મનુષ્યમાં ગુણ છે શોભા છે અને રચના છે તેવી રીતે લખ્યું છે.

## શ્રી સ્વામીનારાયણાય નમો નમઃ

## શ્રીજીમહારાજના અક્ષરધામની શોભા.

શ્રીજીમહારાજ અક્ષરધામમાં સદા સાકાર થકા વિરાજમાન છે ને મુકતોને સુખ આપ્યા કરે છે. તે મુક્તો અનંત ધામરૂપ મહોલો બાંધી બાંધીને અનંત ચારે કોરે રહેલા છે અને કારણરૂપે સદાએ સ્વામીનારાયણ ભગવાન અક્ષર ધામમાં વિરાજમાન છે અને સૂક્ષ્મરૂપે અને સ્થૂલરૂપે અનંત મુકતોને બ્રહ્માંડ પ્રત્યે સુખ આપ્યા કરે છે. તેની વિગત—જો સમુદ્રને એમ સંકલ્પ થાય જે મારૂં જળ આખા બ્રહ્માંડમાં ફેલાવી નાખું તો બધા જીવ મરી જાય ત્યારે પુરૂષોત્તમ નારાયણની અંતર્યામી શક્તિ સૂક્ષ્મરૂપે તે સંકલ્પ જાણીને તેનું ઐશ્વર્ય ખૂંચાવીને બીજાને સોંપે. અને અગ્નિદેવને એમ સંકલ્પ થાય જે હું બધું બ્રહ્માંડ બાળી દઉં તો આખા બ્રહ્માંડનો પ્રલય થઇ જાય એ સંકલ્પ જાણી તેનું ઐશ્વર્ય ખૂંચાવી લે ને બીજાને સોંપે અને વાયુદેવને એમ સંકલ્પ થાય જે હું મારા રૂપે થાઉં તો ડુંગરા, લોકોનાં ઘર તથા મનુષ્ય સર્વેનો પ્રલય થઇ જાય તે સંકલ્પ જાણીને તેનું ઐશ્વર્ય ખૂંચાવી લે અને બીજાને સોંપે અને વૈરાટ નારાયણને એમ સંકલ્પ થાય જે મારો દેહ

પાડી નાખું તો આખું બ્રહ્માંડ અષ્ટાવરણુ નાશ પામે તે સંકલ્પ સ્વામીનારાયણ ભગવાન જાણી લે ને તેનું ઐશ્વર્ય ખુંચાવી લે ને બીજાને સોંપે અને મહાપુરૂષ ને મૂળ પુરૂષ ને એમ સંકલ્પ થાય જે મારો દેહ પાડી નાખું તો અનંત બ્રહ્માંડ ચિદાકાશનો નાશ થઇ જાય તો એ સંકલ્પ સ્વામીનારાયણ ભગવાન જાણી લે ને તેનું ઐશ્વર્ય ખુંચાવી લે ને બીજાને સોંપે આવી રીતે સ્વામીનારાયણ ભગવાન પુરૂષોત્તમ નારાયણ સર્વ કર્ત્તાહર્તા છે. ને સર્વના રક્ષાના કરનારા શીક્ષાના કરનારા ને સર્વના અંતર્યામી સ્વામીનારાયણ ભગવાન છે.

શ્રીગૌલોકના સોળ કિલ્લા અને ચોસઠ દરવાજા છે. ને પાંચ લાખ જોજન લાંબા પહોળા છે એવા એવા સાત માળ છે. ને શ્રીકૃષ્ણ ભગવાનને રહેવાનું ગૌલોક ધામ છે. શ્રી અક્ષર ધામ મધ્યે શ્રી સ્વામીનારાયણ પુરૂ-ષોત્તમ ભગવાનને રહેવાનું ધામ સૂર્યનારાયણના મંડ-ળના ઠેકાણે છે. અક્ષર ધામની સભાઓ રૂપ ધામ મુક્ત બાંધી બાંધીને અનંત ચારે કોરે રહેલાં છે. અને એમને રહેવાનો બ્રહ્મરૂપ મહોલ છે પચીસ લાખ જોજ-ન લાંબો અને પચીસ લાખ જોજન પહોળો છે એવા બાર માળ છે અક્ષરધામ રૂપી પુરૂષોત્તમ નારાયણને

રહેવાનો બ્રહ્મરૂપ મહોલ છે. અને મહોલ આગળ સભા મંડપ લાખ જોજન લાંબો પહોળો છે તે મધ્યે દિવ્ય સિંહાસન મધ્યે શ્રીસ્વામીનારાયણ ભગવાનને બેસવાનું છે અને બિરાજે છે ત્યાં ચારે કોરે અનાદી મુક્ત-મહા-મુક્ત એકાંતિક મુક્ત, પરમ એકાંતિક મુક્તની સભાઓ ભરાઇને બેસે છે અને અનેક પ્રકારના પુષ્પો ફળ ચંદન વગેરે આદિક ઉપચારે કરીને શ્રી સ્વામીનારાયણ ભ-ગવાનની પૂજા કરે છે. અને સેવા કરે છે. અને આનંદ પામે છે અને અક્ષર ધામમાં શ્રી સ્વામીનારાયણ ભગ-વાન સદા રહે છે ને સુખ આપ્યા કરે છે ને સુખ પમાડે છે. સ્થૂલરૂપ ધારણ કરીને પૃથ્વી ઉપર અવતાર લે છે અને સ્થૂલરૂપ ધારણ કરીને હરિ ભકતોને તેડવા આવે છે અને સાધુરૂપે દેખાય, બ્રહ્મચારીરૂપે દેખાય, હરિભક્ત રૂપે દેખાય, અને રથ-પાલખી-મેના-વિમાન તથા હાથીની સ્વારી સાથે દેખાય. અને હરિભકતોને આનંદ પમાડીને પોતાના ધામમાં લઈ જાય છે ને આ સર્વરૂપ અદૃશ્ય થઇ જાય છે ને મૂળરૂપ અક્ષર ધામનું દેખાડે છે, ને આનંદ પમાડે છે. ને હેત પ્રીતિ દેખાડે છે અને સદાએ પોતાની સેવામાં રાખે છે એ સ્થૂલ રૂપનું સ્વરૂપ–

## આઠ આવરણ.

પૃથ્વી-જળ-તેજ-વાયુ-આકાશ-અહંકાર-મહત-ત્વ-પ્રકૃતિ એ આદિક આઠ આવરણો છે તે અક્ષરધામમાં કારણરૂપે રહેલાં છે અને ચિદાકાશ એટલે ગૌલોક. ગૌલોકમાં સૂક્ષ્મરૂપે રહેલાં છે. અને બ્રહ્માંડમાં સ્થૂલરૂપે રહેલાં છે. આ દેહને વિષે જીવ હોય ત્યાં સુધી બધી ક્રિયા થાય છે. અને દેહમાં જીવ અન્ન ખાય છે તેનું પેટમાં રંધાઇને નાડીએ નાડીએ રસ ચઢે છે અને ગુદાને વિષે મળ નીકળી જાય છે અને લઘુને વિષે જળ નીકળી જાય છે. એવી રીતે ક્રિયા થાય છે. આ જીવનો દેહ ત્યાં સુધી થાય છે જીવ ન હોય તો દેહ પડી જાય. તેમજ બ્રહ્માંડમાં ચૌદલોકની રચના છે તથા અષ્ટાવરણની જે રચના છે તે વૈરાટ નારાયણનો દેહ ત્યાં સુધી થાય અને વૈરાટ નારાયણનો દેહ પડી જાય તો આખા વૈરાટ નારાયણની રચના બંધ થઇ જાય અને જીવ પ્રાણી માત્ર મરી જાય. તેમજ ચિદાકાશ જે ગૌલોક તેની રચના શ્રીકૃષ્ણ ભગવાન હોય ત્યાં સુધી બધી રચના થાય અને ગૌલોકવાસી શ્રીકૃષ્ણ ભગવાન ન હોય તો બંધ થઇ જાય. તેમજ અક્ષરધામમાં સ્વામીનારાયણ ભગવાન હોય ત્યાં સુધી બધી રચના થાય અને ન હોય તો બંધ

થઇ જાય. અનંત બ્રહ્માંડ અનંત ગૌલોકની રચના બંધ થઇ જાય અને ઉત્પાત્ત સ્થિતિ પ્રલય આવરણની રચના બંધ થઇ જાય.

શ્રી સ્વામી નારાયણાય નમો નમઃ

આપણાં ત્રણસો સાઠ વરસ થાય ત્યારે દેવલોકના દેવતાનું એક વરસ થાય દેવલોકનાં ત્રણસો સાઠ વરસ થાય ત્યારે સત્યલોકમાં પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ સંકર્ષણ સત્યલોક વાસુદેવ એમનું એક વરસ થાય. ને એમનાં ત્રણસો સાઠ વરસ થાય. ત્યારે ગૌલોકનું એક વરસ થાય. ગૌલોકનાં ત્રણસો સાઠ વરસ થાય. ત્યારે અક્ષર ધામનું એક વરસ થાય. એવી રીતે કાળની ગતિની સંખ્યા છે. રામચંદ્રજી ભગવાને અવતાર લીધો. ત્યારે બધા ઋષીઓએ ભેગા થઇને તપાસ કર્યો જે વૈકુંઠમાં ભગવાન મૂર્તિમાન છે ને અવતાર લીધો છે તેની પરીક્ષા કરવા વાસ્તે અયોધ્યામાં કાગભુસંડી ઋષીને મોકલ્યા. ત્યારે રામચંદ્રજી ભગવાન જે તેમની માએ જમવાને વાસ્તે તેમના હાથમાં રોટલો આપ્યો હતો તે કાગભૂસંડીએ બે ત્રણ વખત પડાવી લીધો ત્યારે રામચંદ્રજી ભગવાને લાંબો હાથ કર્યો એટલે કાગભૂસંડી આખા બ્રહ્માંડમાં ફર્યા તો પણ હાથ પાછળ

ને પાછળ જોવામાં આવ્યો પછી અયોધ્યામાં જઈ રામચં-
દ્રજી ભગવાનના પગમાં પડયા ત્યારે હાથ દેખાયો નહિ
તેમજ કૃષ્ણ ભગવાનની પરીક્ષા લેવા બ્રહ્મા આવ્યા. તે
ગોવાળીઆ ભેગા ભગવાનને જમતા જોઇને બ્રહ્મા વાછરડાં
હરી ગયા. ત્યારે ભગવાન વાછરડાં વારવા ગયા પણ
વાછરડાં જોવામાં આવ્યાં નહિ. પછી છોકરાં જમવા
બેઠાં હતાં ત્યાં આવ્યા ત્યાં પણ જોયું તો છોકરાં જોવામાં
આવ્યાં નહિ તે પણ બ્રહ્મા લઇ ગયા. ત્યારે ભગવાને
વિચાર કર્યો કે આ બ્રહ્માની માયા છે. તે બ્રહ્મા લઇ ગયા
પછી શ્રી કૃષ્ણ ભગવાન વાછરડાં રૂપ તથાં ગોવાળીઆ
રૂપ થયા. એવી રીતે બાર મહાના સુધી ભગ-
વાન થયા. ત્યારે બ્રહ્મા બાર મહીને જોવા આવ્યા તે
બધું જોઇને મોહ પામ્યા. બ્રહ્માને મોહ પામ્યા
જાણીને શ્રી કૃષ્ણે માયા સંકેલા લીધી. વાછરડાં
તથા ગોવાળીઆ પોતાના માંલીન કર્યા અને
બ્રહ્માનાં વાછરડાં અને ગોવાળીઆં કાયમ રાખ્યાં એવી
રીતે બ્રહ્માને ભગવાને માયાનો મોહ દેખાડયો અને
ભગવાન ગૌલોકમાં વિરાજમાન છે. અને મનુષ્યનો
અવતાર લઇને બ્રહ્માને મોહ દેખાડયો અને
ગૌલોકમાં છે તેવા ને તેવા આ પૃથ્વી ઉપર બ્રહ્માને
ભગવાન દેખાયા.

શ્રીજીમહારાજ હરિ ભક્તોને ધામમાં લઇ જવા વાસ્તે તેડવા આવે છે તે રથ–પાલખી–મેના આદિક તથા સાધુ રૂપે બ્રહ્મચારી રૂપે તથા હરિ ભક્ત રૂપે એ સર્વે રૂપ ભગવાન દેખાડીને પોતાની મૂર્તિને વિષે હેત કરાવીને એ ભક્તને પોતાનો દેહ છોડાવીને શ્રીજીમહારાજ ધામમાં લઇ જાય છે. પછી અક્ષર ધામમાં પોતાની મૂર્તિ દેખાડીને એ મૂર્તિમાં હેત કરાવીને પોતાના ધામમાં રાખે છે. અને બીજાં રૂપ ભગવાને દેખાડ્યાં હોય તે અદ્રશ્ય થઇ જાય ને પોતાના ધામમાં પોતાની મૂર્તિ તથા તેમના મુક્ત–અનાદી મુક્ત મહામુક્ત એકાંતિક મુક્ત પરમ એકાંતિક મુક્ત એ બધાને વિષે હેત કરાવે અને ત્યાં પછી બીજી વાસના હોય તો અક્ષરની સભામાં મોકલે ને અક્ષરના મુક્ત પછી મહારાજનો મહીમા ગાય અને અક્ષરનાં સુખ ભોગવાવે એ સદાએ ધામમાં રહે છે. અને સ્ત્રી પુરૂષની અતિક્રમણ વાસના હોય તો અક્ષર ધામના મુક્ત ગૌલોકમાં મોકલે અને ગૌલોકમાં સ્ત્રી પુરૂષનો અકાર છે અને ત્યાં એને રહેતાં સાનુકુળ વર્તે ને આનંદ વર્તે છે એ વાસના વાળાનાં લક્ષણછે એવી રીતે જેજે ભક્ત ભગવાનના ધામમાં જાય તેને ભગવાન જેવી જેવી વાસના તેવા લોકને પમાડે છે.

## શ્રી સ્વામી નારાયણાય નમોનમઃ

સાધુ ઇશ્વરચરણદાસજી કહે કે આ ખરડો શ્રીજીમહારાજે લખવાનું કહ્યું ત્યારે મેં કહ્યું કે પહેલાં તમારા દેહ છતાં કેમ ન લખાવ્યો? ત્યારે શ્રીજીમહારાજે કહ્યું કે નિત્યાનંદસ્વામીએ ના પાડી કે મહારાજ તમે કહો છો તેમ લખીએ તો ખરા પણ શ્રીકૃષ્ણના ઉપસાક તથા રામચંદ્રજીના ઉપાસક તથા વેદ મહારાજના ઉપાસક એમ કહેશે છે કે સ્વામી નારાયણનો નવો ધર્મ છે ને આપણા સેવક કોઇ નહિ થાય. એમ નિત્યાંનંદ સ્વામીએ કહ્યું કે આપણને માનશે પણ નહિ. સેવા પણ નહિ કરે. સાધુઓને લોટ નહિ આપે એમ નિત્યાનંદ સ્વામી એ કહ્યું ત્યારે આ ખરડો લખવાનો બંધ રાખ્યો. પછી આ ખરડો સંવત ૧૯૮૬ની સાલમાં શ્રીજીમહારાજે પોતે લખાવ્યો છે.

